## નાટક જોવાને જે કોઇ જાય કોઇક વખત ટક્કાન ત્રણશેર ઇજ્જત થાય.

સુરત શહેરના બેચાર સ્ટુડન્ટોએ નાટક જોવા વીચાર કર્યો,
હેન્ડબીલ નવા ખેલનું વાંચતાં સ્કુલથી તુરત પાછા ફર્યા.
એક અક્કડલાલ બીજો ફક્કડલાલ મફતલાલ તેની સાથે હતો,
કેમ મફતલાલ તારે આવવું છે, ફક્કડલાલ તેને પુછતો હતો.
મફતલાલ કહે કોઇ ખુદાનો લાલ મળે મફત ખેલ બતાવવા કાજ,
પૈસો આપણી પાસ નથી, પણ તૈયાર થઇ જઉં આજે.
અક્કડલાલ ફક્કડલાલે વીચાર કરીને મફતલાલને લેવા મનસુબો કર્યો,
અરધો અરધો ખર્ચ ભરી આપવા, બંને મલીને ઠરાવ કર્યો.
કાઠીયાવાડ એક્સપ્રેસ દ્વારા ત્રણે જણ સ્ટાર્ટ થયા,
રાત અજવારી જોઇને આનંદમાં બહુ લીન થયા.
સુરત છોડયું, નવસારી છોડયું ઉધ દેવીની સ્વારી થઇ,
પત્તાં ખેલવાને કાજે પ્રથમ એક બીજાની વૃત્તી થઇ.
ગંજીપો ગજવામાંથી કહાડી ચોથા માણુસની તપાસ કરી,
બધી તરફ દરેક જોવા લાગ્યા, આખા ડબામાં બહુ જનર કરી.
શાન્તીલાલ ઉર્ફે ઉઠાવલાલ ડબાની અંદર હાજર હતા,
ક્યારે લાગ પડે ક્યારે લાગ પડે દાવ તકાસ્યા કરતા હતા.
અક્કડલાલ ફક્કડલાલે સાથે મળીને પત્તાં રમવાને વીનંતી કરી,
શાન્તીલાલે બહુ હસતા મુખે શેક હેન્ડ તેમની સાથે કરી.
માન તમારૂં રાખવા માટે જાવો દોસ્તો જલદી આવું છું,
બેગ મારી સાથે લઇને સીટ રાખો હું આવું છું.
એકાદ બે દાવ રમતાં રમતા અરસ પરસ સરનામું પુછવા લાગ્યા,
શાન્તી ઉર્ફે ઉઠાવલાલ કહેરહેવું શિહ્પુર એવું સમજાવવાને તેઓને લાગ્યા.

ચ કુટુંબનો છું આબરૂદાર મુંબઇ પ્રથમ જોવા આવ્યો છું,
શા રૂપીઝ પોકેટની અંદર સવાબસો સાથે લાવ્યો છું.
લગદના સ્ટેશનને પહોંચતાં મીત્રાચારી અરસ પરસ વધી ગઇ,
એક બીજાને ટી પાર્ટી આપવાની તૈયારી અરસ પરસ ત્યાં ચાલુ થઇ.
શાન્તીલાલ પાસે સારૂં સેન્ટ હતું તે છાંટી દોસ્તોને તર કીધા,
ઉતમ ચીરૂટ પોતાની પાસે હતા એક એક બીજાને આપી દીધા.
મુબઇ નગરીમાં ઉતરવા માટે સર્વ મલીને સલાહ કરી,
ગ્રાંટરોડના સ્ટેશન ઉતરતાં ચાલ્યા સર્વ લોજ ભણી.
એક રૂમ અલાયદી રાખી શાન્તીલાલે સર્વના માટે સગવડ કરી,
ઉજાણી દોસ્તોને ઉદારતાથી આપી મન સઘળાંના લીધા હરી.
જુદાઇ ન રાખે કોઇ જરા તે બન્ધુ માફક મળી રહેતા,
શહેર મુંબાઇ જાતા સવારમાં રાતે નાટક જોવા જાતા
ગરમી સખત પડતી હતી ને ઉનાળાના દીવસ હતા,
રૂપીયા જણસો રૂમમાં મુકી બહાર સરવે સુઇ જતા.
ઉઠાવલાલે યુક્તિ સાંઝના કરીને ભાંગ સઘાને પાઇ દીધી,
નાણું, જણસો, લઇ જવાને દગાબાજી પાકી કીધી.
ભાંગ કેરો નીસો ચહડતાં ઉંઘ પુષ્કર વ્યાપી ગઇ,
ઉઠાવલાલ કહે દાવજ આવ્યો યુક્તિ પોતાની સફળ થઇ.
વીકટોરીયામાં વંઠેલોને નાંખી લોજ તરફ પોતે લઇ ગયો,
સર્વ જણને રૂમ બહાર સુવાડયા સંધ્યાકાળનો ટાઇમ થયો.
સુરતીલાલાનું સર્વ ઘરાણું રૂપીઆ લઇને ઉઠાવલાલ તો ચાલ્યા ગયા.
સવાર થયું બીજે દીવસે જ્યારે અક્કડ ફક્કડ જાગ્રત થયા.
શાન્તીલાલને ઝીણે સાદે બુમો પાડી ત્રણે જણ બોલાવવા લાગ્યા,
ઉઠાવલાલનાં દરશન નહી દેખાતાં રૂમ ખોલી જોવા લાગ્યા.

ઘરેણું તથા રૂપીઆ નથી તપાસતાં ત્યાં માલમ પડી,
મફતલાલ કહે સાંભરો મીત્રો ઉઠાવલાલ મારફતે ગયું ઉડી.
અક્કડ ફક્કડ પુછે મફતલાલને કેમ ભાઇ હવે શું કરશું,
લોજ વાળાનું છે દેવું કેમ કરી ભાઈ ભરશું.
નોકર ઝાડુ વાળતો હતો વાત સઘળી તેને સાંભરી,
તુરત બોલાવ્યો તેણે શેઠને ઉઘરાણી બીલ આપી તેણે કરી.
રડતાં રડતાં સુરતીલાલા બોલ્યા દોસ્ત ઉઠાવલાલ સઘળું ઉઠાવી ગયા
પાસે પાઇ નથી હમારી લહેરીલાલા કહેવા લાગ્યા.
લોજવાળો કહેવા લાગ્યો તમે તમારૂં કરમ ફોડો,
હમને પરવા જરા નહી તેની ચાર્જ હમારો આભરૂભેર જોડો.
ટ્રંકો, લુગડાં ને બીસતરા બેગ લોજવાળાને આપી દીધી,
સુરતીલાલા સમજી જઇને રવાનગી ત્યાંથી કરી દીધી.
ઉઠાવલાલ પાકો દોસ્ત મળ્યો ટાઢે પાણીએ નવડાવ્યા,
પૈસા પાકીટ લઇ ચાલ્યો ગયો ઇજ્જતના પુરા કાંકરા કર્યા.
કેમ મફતીયા મીત્ર મફતલાલ હવે આપણે શું કરશું ?
મફતલાલ કહે ગભરાવ નહી જરા વીધાઉટ ટીકીટે સુરત જઇશું.
નથી દાગીના, નથી લુગડાં નથી નાણાં આપણી પાસે,
ભલે ટીકીટ તપાસવા દશાજણ આવે શું પાસે છે તે લેશે.
ટીકીટ એકઝામીનર ડબામાં આવી તપાસ પુરતી તેમની કરી,
પાસે એક ધોતીયા વીના બીજું ના દેખતાં લોકો ડબાના હસ્યા પેટ ભરી.
શંકર કહે આ દુનીયાં માંહી કોઇ ખાવા લુંટવા મીત્રો બને છે,
ખરા દોસ્ત મલે દુનીયામાં ભઇબંધને દુર્ગુણોથી છોડાવે છે.
કલ્પીત કથા આ પુરી થઇ શીખામણ લેઇ સીધે મારગે વીચરશે.
સદાચારી સુખી સર્વદા થશે દુરાચારી દુ:ખી હમેશ થાશે.

# નાનીમાં અંધાપો ને જુવાનીમાં બુઢાપો.



આજકાલના ઘણા યુવાનો અવળે મારગે વીચરવાના,
સુધારામાં બુટ, કોલર, નેકટાઇ ને ચશ્મા આંખે ચડાવવાના;
બીડી, ચીરૂટ, સીગારેટ ફુંકી ધુમાડાના ગોટેગોટ કહાડવાના,
જુવાનીમાં બુઢ્ઢા જેવા હાલ યુવાનોના દેખાવાના.
જુવાનીનો ખીલતો વસંત વ્યભીચાર વ્યસનની આગમાં હોમવાના,
તે ભઠ્ઠીમાંથી મડદાલ થઇને શોર્ટ સાઇટ બહાર નીકળવાના;
જુવાનીમાં સોરટ સાઇટના રોગો યુવાનોને થવાના—જુવાની૦
કોઇ હોટેલીસ્ટ કોઇ બોટલીસ્ટ કોઇ નાટકલીસ્ટો થાવાના,
કોઇ મુડદાલીસ્ટ કોઇ રોગીલીસ્ટ કોઇ ફેશનેલીસ્ટ બનવાના,
બ્રહ્મચર્યલીસ્ટ સદાચારીલીસ્ટ સેંકડે સમ પરસંટ થાવાના—જુવા૦
પાંચ દસ ગાઉ ચાલતાં થાકી ભાઈ સાહેબ જાવાના,
બણગાં ફુંકવા ને બડાઇ મારવામાં બહાદુર બહુ જણાવાના;
જુબે જોરાવર આ દુનીયામાં સેંકડે સોએ સો પરસંટ દેખાવાના.
કોઇનાં જડબાં બેસી જઇને ડોળા બહાર દેખાવાના,
શરીરે શક્તિહીન શુરવીર યંગમેનો બહુ વધવાના;
દવા બાટલી હાથમાં લેઇને દાક્તરને ત્યાં ડેલી જાવાના—જુવાની
પંદર વરસની ઉમરમાં પ્રમેહ ચાંદીના રોગો થાવાના,
શક્તિ નથી શક્તિ નથી દરરોજ બુમો મારવાના;
વીસ પચીસ ચાલીસની અંદર રામબોલો ભાઇરામ બોલવાના—જુ૦



# સુધરેલાનો એમ બાબત છે.

## ગઝલ.

સુધારામાં વધી ફેશન, વળી વધ્યાં બહુ વ્યસન;
અમારે બનવું છે ઇમીટેશન મેન, અમારી એમ બાબત છે.
ચડાવી નેકટાઇ ને કોલર, પછીથી બન્યા તે સર;
પણ ખીસા નથી ભાઇ તર, અમાદી એમ બાબત છે.
પરાણે પચીસ કમાતા, તેમાંથી લોજમાં ખાતા;
બાકીના બડે વ્યસનોમાં જાતા, અમારી એમ બાબત છે.
પગારે તો પુરૂ થાતુ, અરેરે મન્થલી ભાતુ:
જુવા ફેશનનું ખાતું, અમારી એમ બાબત છે.
અરે ? સાહેબ થઇને ફરવું, માથે કરજ બહુ કરવું.
ફેશનની હોળીએ બળવું, અમારી એમ બાબત છે.
સહા, બ્રાન્ડી અને બોટલ, ચોથી વહાલી લાગે છે હોટલ;
અઢારે વર્ણ ત્યાં જમે છે, અમારી એમ બાબત છે.
બુટ, સ્ટોકીંગ, દંડો ને દારૂ, આચાર વીના તો અધારૂં;
કવું છે સ્વર્ગનું બારૂં, અમારી એમ બાબત છે.
સ્ત્રીઓને શોખીન બનાવીશુ, ફેશનેબલ ફ્રાક પહેરાવીશું;
ફેશનેબલ માર્ગ બતાવીશું, અમારી એમ બાબત છે.
સુધારો બહુ જો કરતા, શરીરે રીક તો પડતા,
દવા લેવા રોજ રખડતા, અમારી એમ બાબત છે.
શરીરમાં શક્તિ ના દેખાતી, બુદ્ધી બાર કોસ દોડી જાતી;
ઉન્નતી આવી તો થાતી, અમારી એમ બાબત છે.
નીતિ વીના ઉન્નતી નહી થાશે, બ્રહ્મચર્ય વીના દુઃખ નહીં જાશે;
કળા વીના જાહોજલાલી નહી થાશે, ખરી અજમાવેલી બાબત છે.

## સ્વામી ભલે ભીખ માગે પણ હું ફેશનેબલ થઇ ફરવાની.

સાંભળો ફેશન કેરી સુધારામાં હું શું શું કરવાની ?
ઘરનો સ્વામી ભલે ભીખ માગે હું ફેશનેબલ થઇ ફરવાની.
ફેશનેબલ પોલકાં પહેરી ફેશનમાં ગુલ થાવાની,
ફેશનેબલ ઘાઘરા સીવડાવી આનંદમાં તો રહેવાની;
ચાલ પણ અપ ટુ ડેટ ફેશનની ચાલે ચાલવાની—ઘરનો૦
જુના રીવાજોને જુતા મારી બારીક વસ્ત્ર પહેરવાની,
અંગ ઉઘાડુ દેખાશે તેની પરવા જરા નહી કરવાની;
કાળા મુખને ગોરૂ બનાવવા પાવડર સાબુ લગાવવાની—ઘરનો૦
નાટક જોવા જાતે હું આનંદથી ત્યાં જવાની,
ઘરનો સ્વામી ભીખ માગે તેની દરકાર જરા નહી કરવાની;
એડીવાળા બુટ અડાવી છત્રી ઝાલી ફરવાની—ઘરનો૦
ફક્કડ ફેશનેબલ બાલ હોળીને સેંથો અંદર મુકવાની,
ટાપ ટીપ ને ઘોરકો કરવા બનતું હું તો કરવાની;
મડમ બનવાને કાજે હીન્દુપણું હું છોડવાની—ઘરનો૦
ફેશનેબલ બીલોરી કાચની બંગડીઓ હું પહેરવાની.
ઘરમાં નાણું જો નહી હોય તો ઉધાર માલ મંગાવાની;
નીતી દયા ને સદાચારનો સુધારો પેલે ભવ કરવાની—ઘરનો૦

## પંદર લાખની પુંજીનું પાણી.

સુરત શહેરનો સફરી શેઠીઓ મુંબઈ કમાવવાને આવ્યો,
પુંજીમાં પંદર લાખ રૂપીઆ સ્ત્રીને તો સાથે લાવ્યો.
ગ્રાન્ટ રોડના સ્ટેશન ઉતરી લોજ તરફ વીદાયગીરી કરી,

ફરસ્ટ ક્લાસ રૂમ રાખીને ચાર્જ દીધો સઘળો ભરી.
વીક્ટોરીઆને ભાડે કરીને આખા શહેરની પ્રદક્ષણા કરી
ધંધા જેટલા ધ્યાનમાં આવ્યા લીધા સઘળા હૃદયમાં
શોખીન નરનારી શહેર માંહી શોખ સારો કરવાને લાગ્યા,
નાટક ચેટક શીનેમેટોગ્રાફ આનંદે જોવા લાગ્યાં.
પુંજી હતી પોતાની પાસે દીલમાં જરા નહી ગભરાતાં,
અનેક ફેશનેબલ ચીજો વ્હોરી આનંદમાંહી હરખાતાં.
સ્વર્ગપુરી આ મુંબઇ નગરીમાં માતપીતાની ખોટ દેખાતી,
બાકીની તો બધી ચીજો મુંબઇ નગરીમાં નાણાંથી મળતી.
ઘણા દીવસની મોજ પછીથી અનેક તરંગો દીલમાં કર્યાં,
અનેક ધંધા શોધી કહાડી પગલાં તેની પાછળ ભર્યાં.
સર્વ ધંધામાં સટ્ટાનો ધંધો સારો દેખાવાને લાગ્યો,
સટ્ટા કરવા સટ્ટા રે કરવાનો તરંગ દીલમાં તો જાગ્યો.
પાયધુની પર પેઢી રાખી દુકાન સારી સણગારી,
અપ ટુ ડેઇટ ફેશનેબલ બનવા મનમાં લીધું વીચારી,
બીલોરી કાચના બહોળા તકતા દુકાનમાં દીધા લગાવી,
હાંડી ઝુમરના ત્યાં ગલાસો દીધા પુષ્કળ લટકાવી.
પરપોટીયા બેંકમાં નાણાં મુકી વહેવાર પોતે ચાલુ કર્યો,
ચેકલી લીટી બોમ્બે શહેરમાં વાજાં વગડાવી પોતે પ્રખ્યાત થયો.
પાંચ દશ ગુમાસ્તા રાખી ધમધોકાર ધંધો ચલાવ્યો,
પવન ખાવાને ઇલેકટ્રીક પંખો દુકાન માંહી રખાવ્યો.
ટાઇપરાઇટીગનું મશીન રાખ્યું સફાઇથી કામો કરવાને,
ભેગાભેગી ધીરધારનો ધંધો લાગ્યો સટોરીઓ કરવાને.
પાંચ કમાયો પચીસ કમાયો રૂપીઆ લાગ્યો કમાવવાને,

। મુકીયા પચાસ મુકીયા રૂપીઆ ખોવા માંડયા હજારોને.
। પુરૂ નોલેજ ન હતું પારકી શીખામણે ધંધો કરતો હતો,
ામાં સટ્ટા કરવા દીવસે ઉઠી ત્યાંજ જતો.
.। સટ્ટા કરતાં કરતાં રૂપીઆ પુષ્કળ કમાવવા લાગ્યો,
દીનો તો સટ્ટો કરવા તરંગ દીલમાં ત્યાં જાગ્યો.
ોનાશ કાળે વીપરીત બુદ્ધી આ ગૃહસ્થની થવા લાગી,
ચાંદીનો તો સટ્ટો કરતાં પુંજી પુષ્કળ હાથ લાગી.
બીલડીંગ પોતાના ઘરની બંધાવી દીલમાં બહુ રાજીજ થયો,
ઓરબે શહેરના સટ્ટા બજારમાં પ્રખ્યાત પોતે થઇ ગયો.
ટેલીફોન નંબર તેર હજારની પેઢી ઓળખાવવાને લાગી,
ચાંદીનો તો સટ્ટો કરતાં ગોળી જબરી ભાઇને વાગી.
પચીસ લાખનો ચોખો ચાલ્લો ભાઇ સતહેબના કરમમાં આવ્યો,
ઢીલાઢસ ટાંટીયા ને વીલે મોહંડે ત્યાંથી પાછા ઘેર આવ્યો.
તેજીએ ખીસા તર કર્યા ને મંદીએ માંદા પાડયા,
આખી જીંદગી કમાયલા નાણાં પાછા ઓકાવી કહાડયા.
પચીસ લાખ રૂપીઆનું દેવું પુરા કેવી રીતે તે કરશું,
ઈજ્જત આબરૂ રાખીને આ દુનીઆમાં કેમ કરીને ફરશું.
અનેક વીચારો કર્યા પછી મારવાડી સાથે ટેલીફોન ચલાવે છે,
તેર હજાર નંબરની પ્રખ્યાત પેઢીનો માલીક તમને બોલાવે છે.
પાયધુનીની પ્રખ્યાત પેઢી હતી ને મારવાડીને સંદેહ ન આવ્યો,
શું કામ શેઠજી છે તમારે સંદેશો ટેલીફોનથી તુરત કહાવ્યો.
નાણાં સંબંધી કામ તમારૂં છે જલદી અહીયાં આવોને,
સવડ બને જો સારી રીતે વીશ લાખ લાખ રૂપીઆ લાવોને.
મારવાડી જાણે દાવ સારો છે ને ગરજે વ્યાજ સારૂં મળશે,

બંદાનો તો ફેરાનો ફાયદો સારી રીતે તે મળશે.
વીકટોરીયાની અંદર બેસી મારવાડી સઠોરીયાને ઘરે ગયે
શેઠજીને પધારતાં સાથે આનંદ સતકાર ખુબ થયો.
વીશ લાખ રૂપીઆ જોઇએ હમારે કેમ તમારાથી બનશે,
વ્યાજ પણ સારી રીતે સવડ પડતું તે મળશે.
સાત ટકાના સારા વ્યાજે રૂપીઆ વીસ લાખ તેને ધીર્યા,
બેઉએ બેંકના ચેકો આપી શેઠજી ત્યાંથી પાછા ફર્યા.
બીજે દીવસે બીલડીગને બાઈડીનું ઘરેણું ઘરાણે મુકી દીધું,
પચીશ લાખમાંથી બાવીશ લાખનું દેવું ભાઇએ ચુકવી દીધુ
જમે મુકનારા લોકોએ પવન ઝપાટે વાત સાંભરી,
નાણાં પાછાં મેળવવાને કરતા લાગ્યા ઉઘરાણી.
પંદર લાખની પુંજી ગુમાવતાં તેવીશ લાખનું કરજ થયું,
સટ્ટા ફેરા ધંધા કરતાં ગાંઠનું ગોપીચંદન ચાલી ગયું.
ઉપરા ઉપરી જનસમાજમાંથી દાવા લાગ્યા કરવાને,
સટ્ટાનો તો ધંધો કરતાં ભાઇ લાગ્યા પોકો મુકવાને.
વીશ લાખ ધીરનાર મારવાડીને પૈસો પાઓ એક ના ભર્યો,
હાઇ કોર્ટનો આશરો લેઇને દાવો તેણે તુરત કર્યો
પુરી જુબાની કોર્ટે લેતાં સાર નીકળી તે આવ્યો,
સાદા આતો સદગ્રહસ્થે સઘળો પૈસો સટ્ટામાં ગુમાવ્યો.
ઈજ્જત આબરૂ રાખવા કાજે નારીના ઘરેણાં વેચી દીધાં,
બીલડીગ વેચી બીજું વેચીને થોડાં નાણાં પુરાં કીધાં.
પાસે પાઇ દેખાતી નથી આ ગૃહસ્થ હવે તો શું કરશે,
બાવીસ પચીશ લાખનું દેવું કેવી રીતે ભાઈ ભરશે.
ન્યાયાધીશે દયા લાવીને નાદારીમાં તો ઠરાવ્યો,
સઘળા જણના દાવા સાંભળી કેશ કહાડી તો નાંખ્યો.

ડી કહે બારજ વાગ્યા વીસ લાખનું પાણી થયું.
શક્તિ ને શુરાતન સઘળું તરત ચાલ્યું ગયું
પછીથી ચાદર ઓઢી બેઠો ત્યાં તો રોવાને,
ડીનો ફજેતો લાગ્યા ત્યાં લોકો જોવાને.
ટ્ટાનો તો ધંધો કરતો શેઠીયો પાયમાલ થયો.
રવાડીને ઇજ્જત આબરૂ સાથે લેતોજ ગયો.
બાઇ નગરી છોડીને કલકતા તરફ ચાલ્યો ગયો,
કરલાલે સ્વપના માંહે આ સઘળો તરંગ જોયો.
ભુ સર્વ બન્ધુને શુદ્ધ બુદ્ધિ આપે આશા એવી રાખું છું,
ક્ષમા કરશો હે દેશી ભાઇઓ માફી તમારી પાસે માગું છું.
ઇશ્વર કૃપાથી અન્ય ઉદ્યોગો તમને તો આવી મળશે,
સટ્ટા કેરો કુછંદ છોડતાં સર્વ દુઃખડાં તો ટળશે.

## આજકાલના વધારા

ફરરટ આ દુનિયાં માંહી ફક્કડ મેનો બહુ વધવાના,
કોલર નેકટાઇ ગળે લગાવી આનંદમાંહી ફરવાના;
બુટ સ્ટોકીંગથી સજ થઇને સ્ટીક ઝાલીને ફરવાના,
ઓલ દુનિયાની માંહી આવા શુધારા બહુ વધવાના.
બીજે બીડી મરચન્ટો આ દુનિયામાં બહુ વધવાના,
ગલીએ ગલીએ દુકાન કહાડી ભાઇસાહેબ બેસવાના;
લોહીનું પાણી થાશે ભાઇ ફાયદા એટલા થાવાના—ઓલ૦
ત્રીજે ટી મરચન્ટો આ દુનિયામાં બહુ દેખાવવાના,
કોઇ મશાણી કોઇ સમસાણી હોટલના માલિક થાવાના;
ગ્નાતિભેદો દુર કરીને સાથે બેસી જમવાના—ઓલ૦
ચોથે કંઇ ચાલાક નરો રોફ મારીને ફરવાના,